# म.ान कविश्वर मुकुंद ारि

# नाटकनं गायनो.

હળવદ સત્ય સુબોધ નાટક મંડળીને માટે

બનાવનાર,

## नरभेराम पु.षोत्तम शुक्ल.

આવૃત્તિ પહેલી.

અમદાવાદ આર્યોદય પ્રેસ.

સંવત ૧૯૪૫.——સને ૧૮૮૯.

કીંમત બે આના.

४१२८

# कविराज मुकुंड ने र जकन्या कामलतीका.

## नाटकनां गायनो.

—:*:—

### मंगलाचरण.

સર્વપાત્રો.                રાગ કલ્યાયણ.——(ઈઅજીરાહ).

નમન કરી માગું એવ ઉદય ભર્ત્ત કર તું દેવ (૨)
સરવ સરલ થાય તતખેવ.                    નગન. ૧
રજ તમ સત્વનો તું પાલક, ત્રિગુણાત્મક હરી તું ધારક;
અકળ લીલા તારીછે અગાધ, સર્વવ્યાપિ નિરંજન એવ. નમન. ૨
નેતિ નેતિ ગાય નિગમ, તેને પ્રભુ તું છે રે અગમ;
નિર્ગુણ સગુણે વદે વાદ, પાર ન આવે આશી ટેવ.   નમન. ૩
ઋષી મુનીને નિરંજરશેષ, આરાધે પણ પામે ન લેશ;
એક ચિત્તે તવ પાદે નમી, માગું હું નિત્યે તારી સેવ. નમન. ૪
સત્ય સુબોધગાં તારો વાસ, પાત્રાને આપો હુલ્લાસ;
વિજયી કરવા તે તારે હાથ, વિપત્તી આવે ધાજે તતખેવ. નમન. ૫
જો કૃપા પ્રભુ તારી થાય, સેજ વાતે ભવ તરાય;
પંગુ ગિરી ઉલંઘે આજ, મુગ્ધ ગ્રંથ બનાવે એવ.   નમન. ૬

એક છત્ર પ્રભુ તારે શિષ, રચનામાં રચનારો તું ઇશ;
અલ્પ જીવોની ઓછી બુદ્ધ, શુદ્ધિ કરો અવસ્ય મેવ. નમન. ૭

નટી. (ત્યારબાદ સૂત્રધાર આવેછે અને કેટલુંક ભાષણ થઇ રહ્યા પછી, નટી તેની આજ્ઞાથી નીચેનું ગાયન કરે છે.)

## રાગ મંગલ તાલ દાદરા.

અજબ દંપત્તીનો પ્રેમ છે, અતિ અગાધ;
છે અતિ અગાધ ભલાં છે, અતી અગાધ. ટેક.
અતીશે રમ્ય હાસ્ય જેનું, વચન મધુવાન;
અહોનિશ પ્યાર કરે, પોતે ગુણવાન. અજબ. ૧
મનમાં અધીરતા, દેખે ન પતી મુખ;
ખાન પાન બશન ત્યાગે, તે સતી પ્રમુખ. અજબ. ૨
આત્મા વિવાદ કરે છે. રાખી શાસ્ત્ર ન્યાય;
તદપિ લોક નિંદા કરે, અજબ એ કહેવાય. અજબ. ૩
શાસ્ત્રને સ્વિકારવા, રચ્યું છે આખ્યાન;
અવની વિષે શ્રવણ કરી, આપે જન માન. અજબ. ૪

સુત્રધાર. **ગીતિ.**

અણુહિલપુરની મધ્યે, કામલતિકા વરી ભુકકુંડને રે;
તે નાટક રૂપ આજે, બજાવિ બતાવી રાખી પ્રિત ખરે.

श्री.

# कविराज भुकुंड ने कामलतिकानुं नाटक.

## अंक १ लो.

## પ્રવેશ પેહેલો.

ભુકકુંડ. (છોકરાઓને રમવાનો ઉપદેશ કરે છે.)

રાગ. ગાગરીયાં મોરે કરસેં સટક ગઈરે એ રાહ.

ચાલોને છોકરાં આજે, આપણ રગવા જૈયે રે;
ગેડી દડો લઇ આજે, નીકળોને રમવા કાજે. ચાલોને. १
આંગલી પીપળી કરીશું રે, બથોબથ આવીશું રે;
ઝાડે ચડીશું હો પ્યારા, આપણ કેવા છઇએ અટારા.
ચાલોને આપણે રમવા જૈએ વાડીમાંરે. ગેડી. નીકળો ચાલોને. २
આંવલો પાડો મુંગી વેલી રે, રમવાને સહુ બેલી રે,
રમતાં રમતે જે કોઇ હારે, તે તો જમવાનું નિરધારે;
આડો વરતે તેને આપણ, શીક્ષા દઇએરે. ગેડી, નીકળો ચાલોને. ३

## પ્રવેશ બીજો.

જગદીશ્વર (ભુકકુંડના મામાનો છોકરો.)

### રાગ બનજારા.

મેં માની ન શિક્ષા તમારી, કષ્ટી પામી છે કાયા મારી;
પિતા ભુકકુંડ પાપી પુરો, નથી એકે વાતે અધુરો;
લીધા દાગીના અંગથી ઉતારી, કષ્ટી પામી છે કાયા મારી. १
આંહી લાવ્યો પોતાના છલમાં, કોન દેખી ભરાયે બળમાં;

કરત તમને એ નિરાધારી, કષ્ટી પામી છે કાયા મારી. ૨

દાબ આપીને બંધન કીધું, નજરે આવ્યું તે લુંટી લીધું;
જાણી જોઇ કરી છે ખુવારી, કષ્ટી પામી છે કાયા મારી. ૩

જે છોરૂ કછોરૂ થાશે, માત તાતથી અવળાં જાશે;
તેની થાશે અંતે ખેહાલી, કષ્ટી પામી છે કાયા મારી. ૪

આજ અસર મુજને આવી, ઇશે પ્રત્યક્ષ દેહ બચાવી;
દોસ્તી નિશ્ચતણી ઉચારી, કષ્ટી પામી છે કાયા મારી. ૫

## ગીતિ.

લોભીને યાચક શત્રુ, બોધ કરે તે મુરખને રીપુ;
કામાધિને પતિ શત્રુ, તસ્કર જાતને ઉડુ રાજ રીપુ.

# પ્રવેશ ત્રીજો.

કુકુંડ (ની ખરાબ વર્ત્તણુકથી તેના મામાનું કહાડી મુકવું જેથી
ક્ષુધાથી પીડાએલો પશ્ચાતાપ કરે છે.)

## રાગ જીલ્લાની ઠુમરી.

વિપત્તી જનને તવ આવી વરે, તવ ભૂલ વિચાર હમેશ કરે. વિ.
હતી હોંશ ઘણી મુજને મનમાં, હવે ધિક થયો દવ આ તનમાં. વિ. ૧
કદી વાત કોની નવ કાન ધરી, થઇ મૂર્ખ ખરી ભુલ મેંજ કરી. વિ. ૨
મલી ઉત્તમ વાડા દેહ મુને, મુખશ્યામ કર્યૂં ધિક આ તનને. વિ. ૩
જગમાં અવિવેકજ આચરશે, તન તેજતણું દુખદાય થશે. વિ. ૪

## શાર્દુલ વિક્રીડિત.

ખીલ્યાં છે કમળો અતી જળ વિષે હંસાદિ પક્ષી મળી;
ક્યારે નિજ સૂર પૂર મનમાં નિઃશંકથી સૌ વળી;
રે મારૂ તન આ સમે રખડતું દુઃખો પ્રભુ પામતું;

મિથ્યા શું સુખ માણુ મુઢ જીવડા તારાં કર્યાં શેવ તું ભુકકુંડ. (વગડામાં રસ્તે ચાલતો ચાલતો ગાય છે.)

**રાગ રામગ્રી.**

દારૂણુ વન દેખી કરી, મન ઉપજે ત્રાસ;
દિનકર અસ્તરે પામિયો, ક્યાં કરવો નિવાસ. દારૂણુ.
સિંહ સર્પ જેવા ઘાતકી, જીવ વનમાં અનેક,
તીખા શબ્દ તમરાંકરે, ઘુડ ઘુઘવે વિશેક. દારૂણુ. ૧
અચાનક વિજળી આ સમે, મેઘથી પૃથ્વી ઓપ;
ચક્ષુ તિમીરથી ડુબી ગયાં, કાંટે કર્યો છે કોપ. દારૂણુ. ૨
વિપદ વિદારણુ ઈશનુ, જોને દુઃખની પેર;
શિક્ષા થઈ છે પુરી મુને, કરવો ઘટે નહીં કેર. ૩

---

નાથ કેસેં ગજકો બંધ છોડાયો. એ રાહ.

નાથ આજે વિપત્તી મારી નિવારો, વિપત્તી મારી નિવારો. નાથ.
ભવભંજન શેવક જન ત્રાતા, સ્થિતી ગહારી નિહાળો; હાંરે પ્રભુ(૨)
સર્વેશ્વર સમ દ્રષ્ટી જગતમાં, પતિતને આપ ઉગારો. નાથ. ૧
પતિત પાવન એવું નામ ધરીને, નાથ મુને શીદ મારો. હાંરે પ્રભુ(૨)
ધ્રુવ પાની ગજ કબંધ જટાયુ, બીજીથી હલકો ધારો. નાથ. ૨
ભરપુર ભાગ્યની ભિતી ભયંકર, ભષ્ટ કરવા કેમ ન ધારો. હાંરે પ્રભુ (૨)
અવગુણ સર્વે દુર કરીને, સવદી મુજને ઉગારો. નાથ. ૩
વિજ્ઞપ્તી આ ઉરમાં ઉતારી, સફળ કરો જન્મારો. હાંરે પ્રભુ. (૨)
વિપત વિદારણુ ભાલ મુકીતો, નથાંરે ઉગરવાનો આરો. નાથ. ૪

---*---

# પ્રવેશ ચોથો.

ભુકકુંડ. (અણુહિલપુર નગરમાં આવવું અને એક વિદ્યાર્થી સાથે વાત ચિત્ત થવી.)

## ગીતિ.

ભુકકુંડ— નગ્રનું નામજ શું છે, ખરે ખરૂં કહો દીન મુને જાણી;
વિદ્યાર્થી—કુંદનપુર આ નગરી, સત્ય વાત તું માન મુર્ખ પ્રાણી.
ભુકકુંડ— છળી કુડ કપટ ઈર્ષ્યા, અવગુણ વિષમાં પ્રેમ કરે કેવો;
વિદ્યાર્થી—સ્વપ્ને દુર્લભ જાણો, અસત્યતા નહીં લગાર સહુ દેવો.
ભુકકુંડ— મીત્રજ મારા બોલો, મદને ઉન્મત્તપણું વસે કેમાં;
વિદ્યાર્થી—મદનો હસ્તી કુંભે, ઉન્મત્ત શોભે સદાય સ્ત્રિ સ્તનમાં.
ભુકકુંડ— કંપીત કરદંડ કેવા, આપી જનને રાખે કેવી રીતા;
વિદ્યાર્થી—દંડ યતી કર જાણો, વાયુ વેગે ધ્વજ્ન કંપે અમીતો.
ભુકકુંડ— બહુ શબ્દ કોણ બોલે, બંધીખાને પડયાનું પરમાણે;
વિદ્યાર્થી—યુવતીનાં ઝાંઝર ઠમકે, મેનાં પોપટ બંધીખાને જાણો.
ભુકકુંડ— બંધન મારણ કેવું, મોહજ નિત આ નગ્ર મુને ભાંસે;
વિદ્યાર્થી—રમતે સોગઠી મારે, કુસુમ કલીથી સ્ત્રિયા કેસ ઠાંસે.
ભુકકુંડ— (વિદ્યાર્થી ગયા બાદ એકલો વિચાર કરી ગાય છે.)

## આશા ગોડી.

વિદ્યાની વૃદ્ધિ વધારો, હાંરે સજ્જનો વિદ્યાની વૃદ્ધિ વધારો;
વિદ્યા વિહન નર દુઃખને પામે, જગત કહે છે નઠારો. હાંરે.
આરે નગરનાં મનુષ્ય ને પક્ષી, સ્પષ્ટ કરે છે ઉચારો. હાંરે. ૧
મન આકર્ષણ થાય શુણીને, શાસ્ત્ર વાણીના ઉચારો. હાંરે. ૨
વિદ્યા પારસ જેણે ખરીદ ન કીધો, એળે ગયો જનમારો. હાંરે. ૩

તિમીર ટાલણી વશકરણી વિદ્યા, નિત્યે મનમાં સંભાળો. હાંરે. ૪
દુરવ્યસન જુગાર મેં કીધો, દુષ્ટાચરણથી હું હાર્યો. હાંરે. ૫
કળા ને કૌશલ્ય નિતીરીતીની, વૃદ્ધિ વિદ્યાથી કરશો યારો. હાંરે. ૬



## अंक २ जो.

## પ્રવેશ પેહેલો.

**વિદ્યાર્થી.** (ગુરૂ ભાસ્કરાચાર્ય પાસે ભુકકુંડની તારીફ કરે છે.)

ગજલ.

મારી પાટી માંહે મેં લખીને આપ્યા આંક;
તૈયાર કર્યા જલ્દી હજુ દુઃખી છેરે રાંક.
તિવ્ર બુદ્ધિવાન રાખે વિદ્યાનીરે આશ;
જલદી વિદ્યા ભણે માટે લાવ્યો આપ પાસ.
જો એને ભણાવશો તો ભણશે રૂડીપેર;
રાંક એને જાણી ગુરૂ કરો તમે મહેર.

**શાસ્ત્રીજી.** ભણવાને કાજ શાળા કાઢી છેરે આંહી;
દાખલ કરોને એને શાળાનીરે માંહી.
જો ભણે હોંશથી બતાવું એને સેહેલ;
વિદ્યા કામધેનું પામી કરે લીલા લેહેર.

**ભુકકુંડ.** રાજા વાત કહુંછું સાચી એ રાહ.
ગુરૂજી શું કહું તમને આજ ભોગ્યવાત મારીરે ભોગ્યવાત મારીરે. ગુરૂજી.
માત તાત તો મરી ગયાં છે, મુકી નાનો બાળ;
વન વિકટમાં રડવડીને, થઇ ગયો બે હાલ. ગુરૂજી. ૧
દુરાચાર ને દુરવ્યસનથી, હતોજ હું ભરપૂર;

અવસર મારો વહી ગયો, ને ખોયું મનો નૂર ગુરૂજી. ૨
આજે આપની શરણે આવ્યો, કરશો અંગીકાર;
આપ વિના આ અવની વિષે, નથીરે આધાર. ગુરૂજી. ૩
પરોપકારી આપછો પૂરા, સદાય દિનપર નેહ;
દુરવ્યશન જો મુજમાં દેખોતો, સુખેથી કરજો છેહ. ગુરૂજી. ૪

ભુકકુંડ. (વિધાર્થીઓને બોધ આપે છે.)

ગીતિ.

દીવસો દિવસ અવસ્થા, રમત ગમતમાં વૃથા રે શીદ કાઢો,
અમુલ્ય વખત નહીં આવે, સમજો સારૂ વહેવાર છે ગાઢો.

ભુકકુંડ. (ને ગુરૂ ભાસ્કાચાર્ય રાજા હંસધ્વજ પાસે તેડી ગયા અને એને ત્યાં તેની તારીફ કરી જે ઉપરથી તેની રાજાએ કવિત્વ શક્તી તપાશી કવિ ચક્ર ચુડામણીનો ઇલ્કાબ ઇનાયત કર્યો.)

## પ્રવેશ બીજો.

### શિખરીણી.

સદા વિધા માતા, સુખદ કરણી છે સર્વદા,
વળી બીતિ ભેદે, સુર સકળ જન સેવે સદા;
જનો દ્રષ્ટે દેખો, નૃપ વરતણી આદમતી,
આદે અંતે દેયં, ભુપત મન ભાસે સરસ્વતિ.

**રાગ સોરઠની ગઝલ.** સજનકે હાથમેં ગજરા. એ રાહ.
નિરખીને આપની રીતી, જગતમાં વ્યાપીછે નીતી;
નથી કાંઇ કામમાં ખામી, કીર્તિ તો ભૂપ રે જાગી.
પંડિતો માનરે પામે, સુખેથી દુઃખરે વામે;
પ્રજાની ઉપરે પ્રિતી, જોઈ આજ આપની રીતી.

ભય ભેદ શ્યામ દાગ જાણો, યથાસ્થિત રાજ પ્રમાણો;
અચલ છે ન્યાય તમારો, હરામીને શૂળીથી મારો;
ગઇ દૂર્ભાગ્યની બીતી, જોઇ આજ આપની રીતી.

**રાણી મેનાવતી.** (હંસધ્વજની રાણી મેનાવતી કે જે કુંવરી કાગલતિકાની મા છે તેની પાસે કુંવરી પોતાના અભ્યાસ સંબંધી વાત નિત કરેછે જે ઉપરથી રાણી રાજાને અરજ કરેછે.)

## પ્રવેશ ત્રીજો.

### રાગ ખમાચ.

લેવા વિદ્યા રતન થયું કુંવરીને મન,
તેનું કરોને જતન પ્રિયરે પેઉજી ગાનો સત્ય વચન કર જોડી કહું. ૨૪.
ચોટયું વિદ્યામાં ચિત્ત, જાણી વિદ્યારૂપી વિત્ત,
કરવા પોતાનું હિત્ત, પ્રિયરે પેઉજી;
ભરયાં જનકની સિત, કર જોડી કહું. લેવા. ૧
ઘણી મનમાં છે આશ, શાને કરવી નિરાશ,
નથી એમાં કશો પાશ, પ્રિયરે પેઉજી;
સુરૂ આવે આવાસ કર જોડી કહું લેવા. ૨

**હંસધ્વજ—** **રાગ સદર.**

હતો મુને એ વિચાર, પુત્રી ભણાવું આ વાર,
તેમાં થઇ કાંઇ વાર ચંદ્રરે વદની, શુભ વિચાર્યું નાર સુખે વિદ્યા વરે.
એ તો આપણું છે બાળ, તેની કરવી સંભાળ,
જેથી વાધે સઉને વાલ, ચંદ્રરે વદની;
નથી વાત વિશાળ, સુખે વિદ્યા વરે. હતો. ૧

## પ્રવેશ ચોથો

**હંસધ્વજ.** (રાજા કવિની અસાધારણ વિદ્યા જોઇ તેને ગૃહસ્થા શ્રમ કરવા ભલામણ કરે છે.)

પ્યારી નામ સાંભળીને એ રાગ,
કવિરાજ કહું છું, હું તમને આજ. ટેક.
અસાધારણ વિદ્યારે પામ્યા, સદ્ગુણીના શિરતાજ. કવિ.
આરે નગરમાં મોટી હવેલી, ચણાવી મેં તમકાજ. કવિ.
નિવાસ જાથુ કરોજ એમાં, પોતાની સમજી માહારાજ કવિ.
જ્ઞાતિ તમારી માંહેથી શોધી, કન્યા વરો ગ્રહકાજ. કવિ.

**ભુકુંડ.** (હંસધ્વજ રાજાને કહે છે).

### શાર્દૂલવિક્રીડીત.

પામ્યો જે પશુવત્ ત્રિયા જગતમાં દુઃખોધને તે વરે.
નિત્યે ગુહ્ય વિચારમાં ગળકતો, દુખાબ્ધીમાં તે મરે.
આદ્યેથી મન આદરી ગ્રહ કરે, વિદ્વાન તે તો ખરો;
અજ્ઞાની ગ્રહ કુપમાં રડવડે, અંતે મુવે મોકળો.

**ચંદ્રાપીડ**—(કાંબોજ દેશાના રાજાનો કુંવર તે કવિરાજ પાસેથી સંપૂર્ણ વિદ્યા સંપાદન કરવાથી ગુરૂ દક્ષીણામાં પોતાની બેન ચિત્રાંગદા અર્પણ કરે છે.

### રાગ જોગીઓ આશા.

મારી વિદ્યા સફળને કાજ, અરપીશ ભગીની મારી માહારાજ,
કમળ નયની ચિત્રાંગદા નામ, પુછી પિતાને કરીશ એ કામ;
મુને કર્યો છે આપે ઉપકાર, તેનો બદલો વાળ્યો નથી લગાર.

**સુમતસિંહ** (બંગાલ દેશનો રાજકુમાર કવિરાજ પ્રત્યે કહેછે.)

### ગીતિ.

ઉત્તમ વિદ્યા અરપી આપે, મુજને કર્યોછે આભારી;
રાજ તખ્તપર બેસી, ગુરૂને આપું શોભ ઘણી સારી.

સર્વ વિદ્યાર્થીઓ મળી કવિરાજને અરજ કરે છે.

### રાગ કેરબો.

ગુરૂજી આપે આણી પ્યાર સારી વિદ્યા દીધી રે,
સારી વિદ્યા દીધીરે. (૨) ગુરૂજી.
જડ મુરખને પશુ સરીખા, મૂઢ મદની ખાણ.
એ અવગુણને દૂર કરાવી, સુધારી છે વાંણ. ગુરૂજી.

## પ્રવેશ પાંચમો.

**ભાસ્કરાચાર્ય**—(રાજાના ફરમાનથી કુંવરી કામલતીકાને ભણાવા ગયા છે તે વખત સરસ્વતી માતની મહત્તા કરે છે.)

### શિખરીણી.

ગુણાબ્ધિ છે વિદ્યા, શકળ ગુણ જેમાં પરવરે,
વિચારીને જોવું વખત વય પાછી નહિ મળે;
સદા આવી જામો, વિત્ત અખુટ વિદ્યા જીભવડે;
અરીતે નાએની, સનમુખ કદી તે નવ ચડે.

**કુંવરી કામલતિકા**—(ગુરૂના મોઢાથી વિદ્યાની મહત્તા સાંભળી ભણવાને અધીરી બની ગુરૂજીને કહેછે.)

પ્રિયા કે ચિત્ર બિન પ્રિતમ પ્યારે એ રાગ.

અભ્યાસ માંહે લગની લાગી, તનમનથી ગુરૂ મારીરે;
ભલા તન મનથી ગુરૂ મારીરે, અભ્યાસ માંહે. ટેક.
કુંદનપુરનાં મેનાં પોપટ, બોલે વાણી સારીરે;

ઉચ્ચાર શુદ્ધ સુણી જન મનમાં, જાયે મતિગતી હારીરે. અ. ૧
તેથી કૃપા કરી મુજને ભણાવો, સુધરે વાણી મારીરે;
વધુ શું વિનવું તમને ગુરૂજી, નિત્યે કરો સુખકારીરે. અ. ૨

**દાસી—** (કામલતાનો શિવ પૂજનનો સમય થવાથી સર્વે ભેગી થઈ ગાય છે.)

**રાગ ગરબી.**

ચાલો સખી પુજન કરીએ પ્રિતેરે;
ઉમીઆ પતીને વિનવીયે રીતે. ચાલો.
જાઇ જુઇ ગુલાબનાં ફુલરે,
લીઓ અબીર ગુલાલ કપુરરે;
પેરો ધોતી ધોયેલી અમૂલ્ય. ચાલો.
ધન આજ ઘડીની આલીરે,
વધાવાને લીઓ બીની શાળીરે.
ઉગીયા દશમાં લાગી તાળી. ચાલો.

**રાજકન્યા કામલતીકા.** (ભજન કર્યાબાદ શિવની આરતી ઉતારતી વખતે પતિની યાચના કરે છે.)

## પ્રવેશ છઠ્ઠો.

**રાગ ગરબી.**

પ્રિય કરો ઉમીઆનાથ, પ્રિય કરો ઉમીઆનાથ;
સત્ય ભક્તી મારી ધારીનેરે. ટેક.
પતિ દીયો દીનાનાથ, (૨) ગુણ સંપન્ન વિચારીનેરે, પ્રિય.
સોળ વરશની આ નાર, (૨) દિવસ પતી વિના કેમ લીયેરે પ્રિય.
ઘણી મનમાં છે આશ. (૨) સ્વામી સેવા કયારે કીજીયેરે. પ્રિય.

કરી વિવીધ રસોઈ, (૨) પીરસું પતીનેરે પ્રેમશું રે. પ્રિય.
કરજોડી કહું છું ઈશ, (૨) ઉર ધરજો વિનતી આજથીરે. પ્રિય.

## પ્રવેશ સાતમો.

**ગુણકથન બારોટ.** (કચેરીમાં આવે છે અને રાજાહંસધ્વજની તા॰ રીફ કરે છે.)

### કવિત.

ચડારા, હઠારા, સુરા, જસારા ડસારા પુગ;
શત્રુને કરણ પુરા, એવા આપ રાજમી,
વિદ્યાને વધારનારા, ગૌદ્વિજ પાલણહારા;
ધુતારા ઠગારા ખુડયા, દેખી ધર્મ પાજમાં.
મહિપ મોટામાં મણી, ઉપમા શું કહું ગણી.
દીનનાથો દિન ગણી, કોણ તુલ્ય આજમાં.
ગાનીયોનાં મોડયાં માન, જ્ઞાનીઓમાં આપો જ્ઞાન;
ટેકને વિવેક ખાણ, જાણુ સહુ કાજમાં.

**હંસકુંવર વારાંગના**-(હંસધ્વજ રાજા પાસે નિચેનું ગાયન કરેછે)

### રાગ કલ્યાણનો કેરબો.

હમયે લાલ ગાગરવા, ભલા ગોરી અદાસે પાની જાય. ટેક.
મેં જાતરી પનીયાં ભરનકું, બાંય બોલ ગયો કાગ.
કહાં ધર ફુટે ગાગરીયાં, કહાં મિલે પુરાનો યાર. હમયે.
અથરસ ચમકે પયરસ ચમકે, ચમકે તીર કબાન;
બેજુ બહાદુરકા ભાલાં ચમકે, દતીયાં કે મેદાન. હમયે.



# અંક ૨ જો.

## પ્રવેશ પેહેલો.

**ગુરૂ**— ( કામલતીકાને કહે છે. )

### ગીતિ.

કર્યા કર્મ નહીં મૂકે, રાંક રાજાને દેવ મનુષ્ય અંગે.
પીતકોડ પાડુને, રામાયણથી જુવો શરભંગ અંગે.

**કામલતિકા**-(પોતાની ભરપૂર યોવાવસ્થાથી કામદેવની અસહ્ય પીડાને સહન ન કરી શકવાથી પોતાની દાસી તરંગાવલી પ્રત્યે કેહે છે.)

રાગ સિંધાનો કન્હરો.

કુસુમ કલીશી ખીલી આ વારી;
તેમ તરૂણવય ખીલી છે મારી. ટેક.
ચંચળ ચંપો જુઈ માલતી દેખી;
મદન નાયક વંશ તે વીકારી. તેમ તરૂણ.
ગુલાબ મનોહર કેતકી ડોલર;
સુગંધ અજબ મોગરની બહારી. તેમ તરૂણ.
મધુકર નિત્યે ચુંબન કરે છે;
તે જોઈ મુજને કામે સ્વિકારી. તેમ તરૂણ.
શુણી મનોહર શબ્દ પંખીના;
ભ્રમીત થઈ વહે નેને વારી. તેમ તરૂણ.

**તરંગાવલી દાસી**—(કામલતાને અધીરી જોઈ ધીરજ આપે છે.)

### રાગ ગઝલ.

શાંતી રાખો બાઇ આપ સુજ્ઞ છો અતી;
વલવલે કદી ન મળે એકદમ પતી;

છો વિવેકી શાણી, રાજપૂત્રીગા ખરી,
કરવાને સહાસ, આપ મતી શી ફરી.
ક્ષત્રી પુત્રી આપ, કોણ માત તાતરે,
વિવેક ત્યાગી મુખ સ્વામી, સ્વામી શું કરે;
વિચારીને કરોજ કામ હામ મન ધરી,
સુખની સદાય રેલ આપશે હરી.

**કવિરાજ**—(અંતરપટની અંદરથી ચંદ્રમાને શરમાવનારૂં રાજકન્યા કામલતિકાનું મુખાર્વિંદ જોઇ એકદમ સાનંદાશ્ચર્ય થઈ મનની અંદર આનંદ અને ભયથી વિસ્મય થઈ નિચે પ્રમાણેબોલેછે.)

## પ્રવેશ બીજો.

### વસંતતિલકા.

શશીમુખી આવી જરા બહાર.
બતાવ તારા મુખની બહાર.
જેથી મટે આ હૃદયાં ધકાર.
જેનો મનો જન્મથી છે પ્રસાર.

### બનજારા

આ અરજ માનીલે પ્યારી, તું ખબરજ લેજે મારી.
હું તલપુંછું તુજ માટે, દિલદુઃખી થયોછું ઉચાટે.
રહી હૃદય વિષે છબી તારી, તું ખબરજ લેજે મારી. આઅરજ.
ચહે ચાતક ચંદ્રની લેખા, તેમ ચહું તુજ ભાલની રેખા.
તેણે કર્યો મને દુઃખી ભારી, તું ખબરજ લેજે મારી. આઅરજ.
જો થશે મિલાપ ન તારો, તો થઈશ હુંજ દુઃખીઆરો.

તેં મારી નેન કટારી, તું ખબરજ લેજે મારી. આ અરજ
મારે દર્શન દે ઝટ મુજને, તો આવી મળુ હું તુજને.
તજી સર્વ કામ હું પ્યારી, તું ખબરજ લેજે મારી. આ અરજ.
મુજ હૃદય તણુ અંધારૂં, હરે ચંદ્રરૂપી મુખ તારૂં.
તોય સુજે નહીં કોઈ બારી, તું ખબરજ લેજે મારી. આ અરજ.
તુજ દર્શનથી આવાર, યાદ આવે ન સ્વર્ગ લગાર.
ગણું તુચ્છ અપ્સરા નારી, તું ખબરજ લેજે મારી. આ અરજ.
તમે પ્રિતીની રીતી જાણો, તેથી દયા દીલમાં આણો.
તુજ વિયોગે દુઃખી ભારી, તું ખબરજ લેજે મારી. આ અરજ.
સહુ ખાનપાનને છોડી, મેં લગની તુજથી જોડી.
હવે મુકીશ નહીં વિસારી, તું ખબરજ લેજે મારી. આ અરજ.
આપ સુખમાં નિત્ય બિરાજો, મુજ વિતી સઘળી ગાજો.
પછી મરજી જેવી તહારી, તું ખબરજ લેજે મારી. આ અરજ.

(આટલું કવિરાજનું બોલવું સાંભળી એકદમ પ્રેમાંધ થયેલી કામલતીકા ચક તોડી નાંખી કવિરાજની સામે આવી ઉભી રહે છે જેથી કવીરાજ એકદમ ભયભીત થઇ નિચે પ્રમાણે કહેછે.)

કવિરાજ. ગઝલ.

કનાત આડી નાખવા તમે મના કરી,
હાવ ભાવ દાખવીને, મુજ મતિ હરી;
દૂર કર્યો ચક એમ જાણે ભૂપતિ,
નિશ્ચે મર્ણ થાયે કાંતો આવે વિપત્તિ;
ચંદ્ર અંગ આપનું દેખીને સ્થિર થાય,
મંદધી મનુષ્ય કોણુ માત્ર એ ગણાય.

## પ્રવેશ ત્રીજો.

કવિરાજ. (વિચાર ભુવનમાં એકલો બેઠો વિચાર કરે છે.)

### રાગ ઠુંમરી.

શીદ દેહ ધરી, શીદ દેહ ધરી,
પ્રિય નાર વિના, શું દેહ ધરી. ટેક.
ચંદ્રમુખી નહીં નિજ ભુવનમાં,
ચપળા ન ગળી મૃગ નેન વરી. શીદ.
સિંહના સમ છે લઘુરે કટી હો,
શિર સર્પ સમોવડ વેણી ધરી. શીદ.
કુંદ કુંભ પયોધર છે તનમાં,
કમળા ચપળા ગજગામી ખરી. શીદ.
ચક્ષ આકરશી ગદ ઉપજાવે,
સુખ સાગરમાં તરણી સળી. શીદ.

### રાગ લાવણી.

મુને મોહ લગાડયો મુખ દાખવી પ્યારી,
કાંઈ સુજે ન મુજને કાજ રાજ કુમારી.
ક્ષણે ક્ષણે અગિત થાય મનતનમાં આગી,
મુને ચડયો વિષયનો રંગ અંગ અભાગી;
હવે કરોને મુજપર મહેર પેર સંભાળી,
કાંઈ સુજે ન મુજને કાજ રાજ કુમારી.
મેં દેખ્યું જ્યારથી મુખ સુખ સંભાળુ,
નથી ચાલતું મારૂં શૂર નુરને બાળું;

જો દેખું અચાનક નાર પ્યાર અપારી,
કાંઈ સુજે ન મુજને કાજ રાજ કુમારી.

### આશાગોડી.

હરહર સોળ વરશની શ્યામા, હરેછે મનડું સોળ વરશની શ્યામા.
રમણ કરાવે રમ્ય વિલાસે, રૂપ અનુપમ રામા; હરેછે. ટેક.
ચંદ્રવદન દિલ મદ ઉપજાવે, મદન મનોહર કામા; હરેછે. ૧
ગાલ ગુલાબી રક્ત અધરથી, રસ ખૂબી બહુ પામ્યા; હરેછે. ૨
અંગો અંગમાં રંગ અનંગનો, સ્ફુટિત થઈ રતન જામ્યાં; હરેછે. ૩
કટિ નિરખીને સિંહ શરમથી, મરી બેઠાછે ગુફામાં; હરેછે. ૪
હંસ ગતિથી હંસ લજાયા, ઠેરી શકયા નહીં શામા; હરેછે. ૫
વર્ણન કરતાં વાણી વિરામે, પણ વર્ણવી જાય ન વામા; હરેછે. ૬

---

## પ્રવેશ ચોથો.

કામલતા— (કવિરાજની અગાધ વિદ્વતા જોઈ તેની તરફ પોતાની ચપળ મનોવૃત્તિને લગાડી દાસી પ્રત્યે આજીજી કરેછે.)

### રાગ દીંડી.

આ એકાંત ધામમાં આશરો તારો,
તું લાવ પતિ હું કરૂં સફળ જનમારો;
ન મળ્યો કોડીલો કંથ ભવ આ આકારો. આ એકાંત.
સહુ સખી મળીને નિજ સાસરે જાવે,
એ નજરે જોતાં દાશી કામ આકલાવે;
એ રટણ કરૂં નિશદીન અંન ન ભાવે. આ એકાંત.
આ પુષ્પ પ્રફુલ્લિત થઈછે મુજ કાય,

તેના ભોગી ભ્રમર વિણુ આ કરમાય;
દુઃખ અંગે અગાધ દાશી કર તું સહાય. આ એકાંત.
લાવ કવિને કોઇ ન જાણે બહારે;
સુપાત્ર છે ગાટે ચડતું મ્હારી વહારે;
દાશી હું પડીછું આશરે તારે. આ એકાંત.

**દાશી**—(કામલતાને બાવરી જોઇ નિચે મુજબ સમજાવી શાંત કરે છે.)

### બનજારા.

આ શી વાત તમે ઉચારી, નથી ઘટિત એ રાજ કુમારી.
તમે વિચાર કરી કહો મુજને, કદી દુઃખ ન આવે તુજને;
આ વાત માનો હિતકારી, નથી ઘટિત એ રાજકુમારી.
સાહસ કરવેથી પસ્તાશો, મિથ્યા જગની ગાળો ખાશો;
પછી ઉચાટ તનમાં ભારી, નથી ઘટિત એ રાજકુમારી.
હું તો દાશી આપની કહાવું, હુકમ વરતી મારે તો જાવું;
જોતાં શીખામણુ છે સારી, નથી ઘટિત એ રાજકુમારી.
હવે આજ્ઞા શી મુજને ઘો છો, જાવું ન જાવું શું કહોછો;
અંતે બુરી ગતી છે પ્યારી, નથી ઘટિત એ રાજકુમારી.

**કવિરાજ**—(કામલતાનો પોતા સાથે વિવાહ કરવાનો આગ્રહ જોઇ નિચે મુજબ સમજાવે છે).

### ગીતિ.

અન ઉચિત નહિ થાયે, વાત કરોછો વગર વિચારે;
યજ્ઞ ભાગ નહિં પામે, વાયસ જાતી કદી કુમારીરે.

**કવિરાજ**—(ને કામલતા પોતાના અંતરગૃહમાં બેસાડી ગયેલી છે ત્યાં કવીરાજ એકલો વિચાર કરેછે)

**સિંહાનો કન્હરો.**

મધુર રસીલી નિંદ ન આવે, પ્યાર પ્યાર મોહે પ્યાર સતાવે.
બોલે સારસ કોકિલા મેનાં, પલક પલક મોહે પ્રાણ જલાવે. મધુર.
અનંગ રીપુ જે ગાન ધરાવે, શજી શસ્ત્રને તત્વ ચુકાવે. મધુર.
જેથી કરી મન મલીન કહાવે, રાજ રૂતુ જે બસંતીજ ભાવે. મધુર.
રીપુ દલ કામ અરી જે કહાવે, નિતી સકલ સદગુણ ગમાવે. મધુર.

---

# પ્રવેશ પાંચમો.

**કામલતીકા**—(કવિરાજના પ્રેમપાસમાં સપડાવાથી દાસી પ્રત્યે કહેછે)

**આશાગોડી.**

પિયુજીશું રટના લાગી, શુણુરે બેની પિયુજીશુ રટના લાગી.
મોરચાતક ધનશારને તલપે, ચંદ્ર ચકોર અનુરાગી. શુણુરે.
શાદ નાદને ચીતવે કુરંગી, તદવત રજની જાગી. શુણુરે.
શ્રીમંતસદનને તસ્કર નીરખે, તેમ બની બેરાગી. શુણુરે.
પગ પડધા જો પડે અચાનક, તુરત દોડી જાઊં આગી. શુણુરે.

**દાશી**—(રાજકુંવરીને કામે સતાવી છે જેથી સમજાવે છે.)

**આશાગોડી.**

કામ સબળ છે ભારી, સુણ બેની કામ સબળ છે ભારી.
ચંદ્રસેના શ્રીરામને દેખી, મોહીત થઈતી નારી. સુણ.
મધુપુરમાં પુરંધરી કુબજા, કૃષ્ણથી થૈ તદાકારી. સુણ.

કામ રમણ પીંગલાએ કીધું, અંતે ફજેતી મહારી સુગ્ન.
શિવ રીંપુતો મારે શરથી, અંગ લેવું ઉગારી. સુગ્ન.
હીત વચન બાઇ આપ વિચારો, અંતે ફજેતી તમારી. સુગ્ન.

**કવિરાજ**—(પોતા તરફ કામલતાની અગાધ પ્રિતીના પ્રેમના આવેશમાં નિચે મુજબ કામલતીકાનું વર્ણન કરેછે.)

**શીખરીણી.**

આહો નારી તારૂં વદન વિધૂવદમ્રત ભર્યું;
સ્તનો ઓપે ભારી કમર ચલતી જોઈ મન વર્યું.
નૃપાળોની પંકતી ગ્રહણ કરવાને મન કરે;
ગુણા ગારી નારી નૃપ સદન કેરૂં તમ હરે.

**દક્ષીણી રાગની લાવણી.**

પ્રિય વિલાસીની તુજ વિલાસથીરે;
પામું સુખ, છોડું દુઃખ તુજ મુખ, થી વિમુખ કેમ રહીશકુંરે. પ્રિય.
હરિણ લોચની ચિત્ત ચોરતીરે;
મારી પાસ, કરે વિલાસ, એવી આશ, ધરૂંછું ખાસ, તોજહું ટકુંરે. પ્રિય.
સિંહના સમી નિરખી તુજ કટીરે;
મન સદાય મોહ થાય કામ ધાય ધનુષ સાય, નિજ વિજય કરેરે. પ્રિય.
સ્વર્ગ સુખ બધું છે મને અહીંરે;
કહે ભુકકુંડ જ્યાં સુજાણ પ્યારી પાણ, કરે પ્રયાણ, તેજ સ્વર્ગ છેરે, પ્રિય.



## પ્રવેશ સાતમો.

**કામલતિકા.** (કવિરાજને બોલાવવા દાસી જાયછે તેને ભલામણકરેછે.)

### ગઝલ.

શાણી દાસી ગુપ્ત રીતે, લાવ કવિરાજ;
રજની સારી રમત કરૂં, શરે મુજ કાજ.
યુક્તી રચી લાવ એને, જાણે નહિં કોય;
જો જગત વાત જાય તો, પ્રાણ હાણ હોય.
સ્ત્રિ ચરિત્ર કરવું પાકું જરા નહિં કમી;
લાજ મારી તારે હાથ, કહું છું નમી.
આજથી આભાર તારો. માનું હું ખરે;
દેખું પ્રાણનાથ ત્યારે, ચિત્તડું ઠરે.

**દાસી.** રાગ સદર.

ભુલ થાપ ખાઊં કદી ન, આપને પ્રતાપ;
યુક્તી રચી લાવું એને, મારી ખૂબ ધાપ.
આપની કૃપાથી જારી. જાણું હું ખરી;
વિશ્વાસ મારો રાખો, વાત જાય ન જરી.

**દાસી.** (રાજકન્યાની દુષ્ટ બુદ્ધિપર લા ઇલાજ થઈ રસ્તામાં જતી વિચાર કરે છે.)

### રાગ હોરી.

નારીને પાપી કામે ફસાવી, ફસાવીરે. નારીને.
ઇંદ્ર સમાન રાજકુંવરોને ત્યાગી.
પ્રિતી ભિખારીમાં લાગી.
નિશદીન એવા ખેલ મચાવે.
વાત બની કેવી ભાવી.
ગતી શું મારી થાવી, નારીને પાપી.

**કામલતિકા.** (દાસીને વિલંબ થવાથી અંતર ગૃહમાં વિચાર કરેછે.)

**રાગ આશાજોગીયો.**

દાશી રોકાણી શાને કાજ, કેમ આવ્યા નહિં કવિરાજ;
એથી માન્યું છે મારૂં મન, મેંતો કર્યું છે એથી લગન.
અવાર થઇ આ શીછે વાત, રખે વાત જાણી મુજ તાત;
દાસી ફૂટી કહે કદી વાણુ, નિશ્ચે થાશે પ્રાણુની હાણુ.

**કામલતિકા**—(કવિરાજને કહેછે.)

**ગીતિ,**

છાંડી મુજને સ્વામી, એક ઘડી આપ અલગ થાશો;
કામ જ્વાલથી મારૂં, મૃત્યુ થાશે પછીથી પસ્તાશો.

**કવિરાજ**—(કામલતિકાનો અપૂર્વ પ્રેમ જોઇ કહેછે.)

**ગીતિ.**

મન્મથ વ્યાપે સરખો, પશુ પક્ષી વળી દેવ મનુષ્ય તનમાં;
કામે લાજ મુકાવી, કૃષ્ન ગોપીયો જઇ મલ્યાં વનમાં.

**કામલતિકા**—(કવિરાજ રજા લઈ પાઠશાળાપર જવા વિચાર કરે છે તે વખતે ઉદાસ થઇ કહેછે.)

**પ્યારી નામ સાંભળીને થયોછું ઉદાસ એ રાહ.**

પ્યારા વિયોગ આપનો તે સહ્યો નવ જાય,
મરણુ રેણુકા મુજને ધારી દુર થશો ન જરા. પ્યારા.
પુષ્પ ગંધે જેમ ભ્રમર ગુંજે, તેમ આ મન અકળાય. પ્યારા.
રસ અલંકાર કોકની રીતિ, દેખીને વશ કો ન થાય. પ્યારા.
આલીંગન રીતી નિતી,આપને સંભાળી અનંગ ગભરાય.પ્યારા.
સુખ સાગરનું નાવછો જગમાં પ્રિતમ રાખો તમ પાય. પ્યારા.

**કવિરાજ**—(કામલતાનાં અતિશય આજવ યુકત પ્રેમ વચન સાંભળી કામથી અતી લીન થઈ પ્રેમના આવેશમાં કામલતા ઉપરની પોતાની અગાધ પ્રિતિનું વર્ણન કરેછે.)

### રાગ સિહાનો કન્હરો.

ચંદ્ર વદન ચતુરાં આ તહારૂં, ચોરી લિયેછે ચિત્ત મહારૂં;
મધુર મનોહર શબ્દ શ્રવણથી, શુણતાં હું દિલ દુઃખ નિવારૂં. ચંદ્ર.
ચુંબન કરતાં ઓષ્ઠ મહારા, ધન્ય થયા બહુ એમ વિચારૂં. ચંદ્ર.
ભ્રમર ખરેખર કામ ધનુષ છે, ઘાયલ આશકને કરનારૂં. ચંદ્ર.
ચક્ષુ તણાં તુજ કામ કટાક્ષો, દોડ કરે અતિશે અમ સારૂં. ચંદ્ર.
લાલ ગુલાબી ગાલ બન્યાછે, નિરખીને સહુ દુઃખ વિસારૂં. ચંદ્ર.
ચાહું તુજને તનમન ધનથી, અવર જણાય નહિ કંઇ સારૂં. ચંદ્ર.

### શિખરીણી,

**કવિરાજ**—કરી કૃત્યો જેવાં તુરત ફળ તેનું પરવરે;
પ્રિયા જો વિચારી ગરીબ વિતવાને નવ ડરે.
ખરૂં માની પ્રેમી સકલ મન ખેદો પરહરો;
ખુશીથી આ કાર્યે કમલવત નેની પરવરો.

**કામલતિકા**—(કવિરાજનો અતિશય દુરાગ્રહ જોઇ પોતાને જે માન શુકન થાય છે જે પરથી રોકાવા આજીજી કરે છે)

### ગુરૂ ગોવિંદના મહીનાનો રાગ.

મારા પ્રાણ તણા આધાર માનો મારૂંરે;
મુને માન શુકુન બહુ થાય તેથી વારૂંરે.
હોજી હૃદયના હાર સુખના દાતા રે;
જવે થશે અનેક વિચાર મનના માતારે.

હું અબળા ઓછી બુધ શું કહું તમનેરે;
સુખ સાગર તરવા નાવ મળ્યા છો મુજનેરે.
કદી વિઘ્ન થાય અંગ આપ શી ગત મારીરે;
પ્રેમ પાત્ર વંઠી જાય ઠરીએ વિચારીરે.

**કવિરાજ**—(કામલતાને અત્યંત દિલગીરીના આવેશમાં ગિરફતાર જોઇ શાંત કરેછે)

## રાગ માઢ.

રે મારી પ્રાણ પ્યારી પ્રેમીરે, તું શામાટે અકળાય.
મોર પર્વત શિખરે રહેછે, મેઘ ગગન મોઝાર;
એક બીજાને પ્રિતી પરસ્પર, દૂર નથી લગારરે. તું શામાટે.
આકાસે સવિતા ફરે, કમળ સરનીમાંય;
બે લક્ષ ઉડુરાજ શોભે, કુમુદ પૃથ્વી માંયરે. તું શા માટે.
મારી પ્રિતી છે તુજ વિષે, તારી મુજમાં આશ;
ચિંતવન કરીએ નિશ દીન જેથી, માનીયે એક અવાસરે. તું.

**કામલતિકા**—(કવિરાજનાં અત્યંત આલ્હાદને આપનારાં વચન સાંભળી કહેછે.)

## રાગ સોરઠની ગોડી.

વિનતી મારી ઉરમાં ધરમાં ધરજોરે, વહેલા આવી વૃહને હરજો;
તમ દર્શનથી સુખ પામું હું, મારી આશા પુરી કરજોરે. વહેલા.
માન શકુન મુને થાય અતિશે, રજની પેહેલા આપવળજોરે. વહેલા.
આરે મંદીરમાં આપને દેખું, જે હોય સુકૃત મમ ફળજોરે. વહેલા.
લક્ષ ધેનું હું આપું વાડવને, એ પુન્ય આવી આજ અડજોરે.વહેલા.

**કવિરાજ**—(એ પ્રમાણે કાગલતિકાની નમ્ર વિનંતી સાંભળી પ્રેમાંધ્ર થઇ નિચે મુજબ કહી રજા લીયે છે.)

### ગીતિ.

અંતર દીયે ઉછાળા, તુજ વિયોગથી ખરે પ્રિયે મારી;
શાંતી કરવા તેની, આવું જલદી સમીપમાં પ્યારી.

**પ્રધાન**—(હંસધ્વજ રાજાનુ કચેરીમાં આવવું અને પોતાની પ્રજાનો હેવાલ તથા શાહેર ચર્ચા વિષે પ્રધાનને પુછવું જેથી પ્રધાન અરજ કરેછે)

### રાગ ખંભાત.

ખાવિંદ ખુદાવિંદ પ્રજા આનંદે વરતેરે;
રાજ ન્યાય સારો દેખી દુઃખ નાહીં ધરતેરે. ખાવિંદ.
દંપત્તી સ્નેહને પરસ્પર વધારે રે;
રૈયત સ્ત્રિયોને પુરૂષો ગાત ભગની ધારેરે. ખાવિંદ.
ગૌ બ્રાહ્મણુ યાચક ગણુની વતીયો બંધાયેરે;
દિન દિન દીન વિવિધ દાન અપાયેરે. ખાવિંદ.
રાજા અંબરીશના જેવી ભગ્તી જેવી પુષ્ટીરે;
તેમ ન્યાય રીતમાં છે આપની દ્રષ્ટીરે. ખાવિંદ.
યુધિષ્ઠીર રાજામાં જેવો પાપને કંપારોરે;
તેવી રીતે ચોરૂને ત્રાસ માટે બાંધ્યો ધારોરે. ખાવિંદ.

---

## અંક ૪ થો.

## પ્રવેશ પેહેલો.

(હંસધ્વજ—(રાજા, સેનાધિપતી, પ્રધાન, ગુરૂ ભાસ્કરાચાર્ય વિગેરેના

સમક્ષ કવિરાજનું કામલતિકાના ગૃહ વિષે રાત્રીનું જવુ સાંભળી એકદમ જુસ્સાથી લાલ નેત્રવાળો બની નિચે મુજબ કહે છે.)

## રાગ ક્ષત્રી કલંક.

હાય હાય આ શું કહોછો વાત કલંક મુજ શિર ચડયું રે.
એરે દુષ્ટે લજાવી છે મારી જાત   કલંક.
આજ બ્રાહ્મણુનીપર કરૂં કોપ.   કલંક.
એણે ધર્મનો કર્યો છે લોપ.   કલંક.
આવો નોયે ભૃષ્ટ બ્રાહ્મણુ તન.   કલંક.
કન્યા કુંવારીને આપ્યું લાંચ્છન.   કલંક.
હાય હાય મુને વ્યાપેછે કાળ.   કલંક.
મારી કટકા કવિના કરૂં હાલ.   કલંક.
આજ મુકું હું ક્ષત્રીનો ધર્મ.   કલંક.
બ્રાહ્મણુ કેરૂં નોયે આ કર્મ.   કલંક.
ઉઠો સિપાઇઓ તમે આણીવાર.   કલંક.
બાંધી ફાંસીએ લટકાવો નિરધાર.   કલંક.
મુને દાખવો ન દૂષ્ટનું મૂખ.   કલંક.
ફાંસી લટકાવી આપો એને દુઃખ.   કલંક.

**દાસી**—(આ માઠા બનાવ કામલતાના વિચાર ભુવનમાં રાજકન્યાને કહે છે.

---

# પ્રવેશ બીજો.

## રાગ રામગ્રી.

રાજકુંવરી આપ પિયુને રાજ કિંકર લઈ જાય;
બંધન કરી બેઉ હસ્તનું અંગે તાડન થાય. રાજ કુંવરી.
મેં રે જોયું મારી દ્રષ્ટીયે ઉપજ્યો મનમાં ત્રાસ;
ખબર દેવા જલદી આપને આવી આપ આવાસ. રાજ કુંવરી.
વાત પ્રસિદ્ધ થઇ આપની શિક્ષા કરશે તાત;
કલંક કર્યું આ જગતમાં પ્રિતી દેખીને વાત. રાજ કુંવરી.
હોંસ હતો તે ઉડી ગયો નિશ્ચે આવ્યો કાળ.
ભીતિ પામું વળી થરથરૂં જોઈ થઈછું બે હાલ. રાજ કુંવરી.

**કામલતિકા**—(દાસીના મુખાર્વિંદથી આવા અફસોસ કારક વચનરૂપી બાણ સાંભળી મુર્છા પામી પૃથ્વીપર પડી ગઈ તેને દાસીયે સાવધાન કર્યાબાદ નિચે મુજબ રાજકન્યા વિલાપ કરેછે.)

## લલીત છંદ.

અરર હાયરે સ્વામી માહરા, કેમ સહી શકું દુઃખ તાહરા;
દુઃખ સમુદ્રમાં મુકાતો ગયા, દુઃખ દીનો દઇ વેગળા થયા;
અરર હાશ ઓ શી ગતી થશે, પતિ વિના હવે પ્રાણ તો જશે;
હ્રદય ફાટીને જીવ જાયછે, સુખ બધું હવે સ્વપ્ન થાયછે;
પતિ વિનાની થઇ કાવ્યની કળા, બુધજનો તણી ભાંગશે સલાહ;
ઉજડ તો થશે શાસ્ત્રની ક્રિયા, સુખ હરી કરી સ્વામીતો ગયા;
કવિજનો તણો સૂર્ય આથમ્યો, રસ વિનોદનો સારરે ગયો;
પતિ વિનાની થઇ સુખ શું લઉં, સ્વર્ગથી વળી ભ્રષ્ટ રે થઉં;
સતિ થવું મુને યોગ્યછે હવે, મકર પ્રાણી આ શોચ તું રવે;

**કામલતિકા.** (કવિરાજને ફાંસી મળવાના ખબર સાંભળી ઈશ્વર પાસે પ્રાર્થના કરે છે.)

### બનજારા.

આ વિનતી ઉર પ્રભુ ધારો, મુજ પ્રાણપતીને ઉગારો.
એણે નથી લોપ્યો કંઇ ધર્મ, તેણે નથી કર્યું કુકર્મ;
શાને મિથ્યા આપો ફિટકારો, મુજ પ્રાણપતીને ઉગારો.
વિધી પૂર્વક વિવાહ કીધો, દ્વિજ સાખે પાણી ગ્રહ લીધો;
વિદ્યા નિધી પતી મુજ પ્યારો, મુજ પ્રાણપતીને ઉગારો.
તમે ધ્રુવજીની રક્ષા કીધી, ગજ કાર્યાં બચાવી લીધી;
તું સત્ય આકીન ધરનારો; મુજ પ્રાણપતીને ઉગારો.
આ વખત વિચારે જાશે, મુજ સ્વામીનું મૃત્યુ થાશે;
ઘણી થઇ છે ઉર વિચારો, મુજ પ્રાણપતીને ઉગારો.
પતિ મરવે સતી મારે થાવું, આ તન અગ્નીમાં સમાવું;
મારો સફળ થાય જન્મારો, મુજ પ્રાણપતીને ઉગારો.

---

## પ્રવેશ પાંચમો.

**કામલતિકા.** (પોતાની માતુશ્રી મેનાવતી સમજાવા આવેલ છે તે વખતે મા પ્રત્યે કહે છે.)

કદી ન કંથ બીજો ક્ષત્રી વિના નહિં વરૂં રે. એ રાહ.
ભલેને આપ ક્રોધ કરી ફાંસી દ્યો મુને સહી;
સજી શૃંગાર ન બેસું હું, વિદ્યા નિધાને દુઃખ દઈ. ભલેને.
ભલેને આપ એને મારો, વિધવા થઈ જીવું નહીં;
ભાઈ ભોજાઇઓ આદીકાની, વૈખરી સહું નહિં. ભલેને.

શ્વેત વસ્ત્ર ધારણ કરી, ઘર ખૂણે બેસું નહિં;
કેશ ઉતારી શિરથી, જગમાં હું જીવું નહિં. ભલેને
અમૂલ્ય વિદ્યાભ્યાસનું, ફળ પામી નિંદાણી નહિં;
તેમજ પ્રાણનાથનું, મૃત્યુ થયે જીવું નહિં. ભલેને.
નથી કો માત તાત મુને, નિશ્ચે જાણું આ મહી;
અંક શીર લઈ પતીનું, ચિતામાં બળુ સહી. ભલેને.

**રાણી મેનાવતી**—(પોતાની કુંવરીનો સતી થવાનો દૃઢ નિશ્ચય જોઈ પોતાના પતી હંસ ધ્વજને કહે છે.)

**રાગ કલ્યાણ.**

પતી મારા ન કરો સાહસ આ વિધીવત પરણી છે કુમારીરે. ટેક.
શુદ્ધ આચરણ મનમાં આણી ગાંધર્વ વિવાહ કરી પરણી બાલીરે. પતી.
નિતી પ્રમાણે પાળ્યું પતીવ્રત સદા રહી ઉપવાસ ધારીરે. પતી.
નિરદોષી છે બાળા આપની કષ્ટ આપો શાને કંથ મારીરે. પતી.
રહેમ દ્રષ્ટી કરી નિરખો પુત્રીને કિર્ત્તી જામે જગમાં સારીરે. પતિ.
વસ્ત્ર અલંકાર આદી આપીને દંપતીને લીયોને ઉગારીરે. પતિ.

---

## પ્રવેશ છઠ્ઠો.

**દાનીઓ**— (હલાલખોર પોતાની ઓરત પ્રત્યે કહે છે.)

**ગઝલ.**

મેરેપર આશક હુઈ દેખકે શીરબાલ,કયું ખબર મોયકું પ્યારી કરેગેએહાલ.
મેંરે સમઝા થા મેરી દીલજાન રોટી માટે તું કયું હોતી નાદાન.
મેરી નાહુડી મત કરનાં તુમ ખેદ મેં મજનું તુમ લેલી અભેદ.

### ગઝલ.

ઓ નાથુડી તુમ મરજાવે તો મેરા બુરા હવાલ;
ખાનપાન મૈં કીસકું ખીલાતું કયું કરજાવે મેરા કાળ. ઓ નાથુડી.
તેરી સંગે પેસું ચિતામેં તુમસેં અલગ કભીના હોઉં;
અમલ ચેનમેં બખત નિકાસું જબ તેરા મુખ ફરજમેં જોઉં. ઓ.
ઘરસે જોનીકાસે તુમ તબતો ફાંસી પરમેં લટકું અહીં;
ગુસા કભી ન કરનાં પ્યારી ઠેર બેઠું કિધર જઇ. ઓ નાથુડી.

**કવિરાજ**—(તે ફાંસી પાસે સિપાઈઓ લાવે છે તે વખત પોતાને લીધે કામલતાપર આવતા દુઃખ માટે રસ્તામાં ગાતો આવેછે.)

### સિંહાને કન્હરો.

હે પ્રિય સંકટ આવે નઠારૂં ખેદ મહા મનમાં હું પામું;
સુખ લહરી તો શુષ્ક થઈ છે દુઃખ આજે મુખ આગળ જામ્યું. હે.
સર્વે જગત્‌ને શૂન્યજ પેખું પ્રાણ પ્રિયાવિણ શ્રેય વિરામ્યું. હે પ્રિય.
હાય હવે હું કેમ કરીને આ દુઃખમાં નિરખું તુજ સામું. હે પ્રિય.
જોગ સમાસ હુ ભોગતણું પણ નામ નકી મુજ ચિત્તથી વામ્યું.હે પ્રિય.
કોની પાસે જઇ સંભળાવું આ મારાં દુઃખનું બધું નામું. હે પ્રિય.
અરરર પ્યારી મારે માટે, દુઃખ તારાપર આવે નકામું. હે પ્રિય.
ઓ ઇશ્વર તું મુજ પ્યારીને, છોડવ સંકટથી શિરનામું. હે પ્રિય.

**કવિરાજ**—(દાનીયો ફાંસીપર જવાનું કહે છે અને ઈશ્વર યાદ કરવા કહે છે તે વખત કવિરાજ રાજ કન્યા કામલતા સાથેના અપૂર્વ અનુભવેલ સુખનું વર્ણન કરે છે.)

### રાગ કલ્યાણ ઇંગ્રેજી.

સરસ રસ ભરી એ રસીક સુંદરી,

મંદ હાસ્યથી મહારૂં મન લીયે હરી. ટેક.
સવાર સમયે ઝરમર ઝરમર વરસે છે વરસાદ,
તેવામાં મૃગનયની નિસરી કરવાને આલ્હાદ. સરસ.
દૂર થકી મુખ દેખી તેનું મનમાં થયો વિચાર,
સુધા સ્વાદ દેવા પૂરણ શશી આવ્યો શું ધરી પ્યાર. સરસ.
કટિ નાજુક નિરખીને તેની પામ્યો હું તો મોહ,
જેથી સિંહ ગયા શરમાઇ નગર તજવું ધરી દ્રોહ. સરસ.
હંસ ગતીથી કામી જનના મનનો ધ્વંશ કરે,
અંશ રહે નહિં ભાન તણો કંઇ માન બધું વિસરે. સરસ.
અનાયાસ સુખ ભૂમંડળ પર મળવા છતાં અબાધ્ય,
સ્વર્ગ તણું સુખ કેમ વખાણે કષ્ટ થકી જે સાધ્ય. સરસ.
અધરામૃત છે અમૃત સાચું અવર સર્વ વિષ તુલ્ય,
જે અધરામૃત કેરૂં વિબુધો કરી શકયા નહિં મૂલ્ય. સરસ.
માન તજીને દર્શન દેછે જ્યારે પ્યારી પ્રાણ,
માન વિષે ગુલતાન થવાનું સુજે ત્યારે જાણ. સરસ.
કામ બાણ છુટીને જ્યારે કરે હૃદયમાં ભેદ,
ત્યારે સહુને સમજાએ છે કામ શાસ્ત્રનો ભેદ. સરસ.
અવર બિચારા જાણે શું આ મનહરરમ્ય વિલાસ,
રમણ કરાવે અમને તો આ રમણી રહીને પાસ. સરસ.
ચપળ લોચના ચપળ નજરથી મુજપર ફેંકી બાણ,
પરિત્રાણ ભ્રુકુટનું કરતી પ્રેમથી પ્યારી પ્રાણ. સરસ.

---

## પ્રવેશ સાતમો.

**દાસી**—(કવિરાજની અગાધ વિદ્વત્તા જોઈ રાજાનું મન રાણી તથા ગુરૂના સમજાવ્યાથી લલચાઈ કવિરાજને પોતાની કુંવરી આપવા માટે સ્વયંવર રચી કુંવરી આપવાનું નક્કી કર્યું તે વખતે રાજકન્યાની સાહેલીઓ ગાય છે).

### ગરબી.

આજ સખી આનંદ વરશે અપારરે;
મંડપ માંહે પધાર્યા વિદ્વજન આ વારરે.

બેસી સભા માંહે વિનોદને કરશેરે;
વિજયી પુરૂષને કંઠે માલા ધરશેરે.

ધન્ય ધન્ય ઘડી આજની આલીરે;
કામલતિકા કુંવરી છે રૂપાળીરે.

યોગ્ય પતી પામી મનેચ્છા રમશેરે;
પછી ભાત ભાતના વિલાસ કરશેરે.

**દાસી**—(કામલતા પ્રત્યે જુદા જુદા દેશના વિદ્વાનોની તારીફ કરેછે.)

### ગઝલ.

નિર્મળ ગુણ જેમાં વસે છે અનેક;
વિદ્યાનિધી ને વળી વિવેકી છે વિશેક.
જો તમારૂં મન માંને પદમાચાર્ય સાથ;
કંઠ માળા આરોપીને થાઓ તમે સનાથ.

**કામલતિકા**—(જેની મનોવૃત્તી વિદ્યાથી પરવશ પડેલા કવિરાજનાં કોમળ પદપંકજ હજુર લાગી રહેલી છે એવી રાજકુંવરી દાસીને કહે છે.)

### રાગ ક્ષલી કલંકનો.

દાસી આલી ક્યાં છે કવિરાજ, બીજાને હું તો નહિં વરૂંરે.

વિદ્યા નિધી મારો છે શિરતાજ, બીજાને હું તો.
જઇ માળા આરોપું એને કંઠ, બીજાને હું તો.
જેના પ્યારે કરી વ્યાપે મુને કંડ, બીજાને.
કવિ પાંખે લાગે વાણી તારી બાણ; બીજાને.
કરતાં વિલંબ જશે મુજ પ્રાણ, બીજાને.
કદી બીજાગાં કરાવે તું ગન, બીજાને.
નિશ્ચે પાડું હું આ મારૂં તન, બીજાને.
જલદી શોધી કહાડ પ્રાણ આધાર, બીજાને.
શાને કરવી વધારે વાર, બીજાને.

---

# अंक ५ मो.

## પ્રવેશ પેહેલો.

**દુર્ભાગા.** (કવિરાજની બીજી સ્ત્રિ કે જેને પુત્ર નથી તે પોતાની દાસી સાથે વિચાર કરે છે.)

અરે બેની શાને કરે કલ્પાંત આળ પંપાળ મુકી થાને શાન્ત.

**કુટીલા.** આગે શું થાશે બાઇ તારી પેર, તારૂં ભવિષ્ય જોતાં આછે મેર

શોક પુત્રને જ્યારે આવે રાજ, ત્યારે તું કરજે એના ઘરનું કાજ.

**દુર્ભાગા.** હું રે શમજી બેની તારી વાત, મારે પુત્રની નિશ્ચે કરવી ઘાત.

તેની યુકતી મને શોધીને આપ, સ્વાર્થ માટે ન ગણીયે પાપ.

**કુટીલા.** અનેક ઉપાય તુને આપું સહી, આ વાત બીજે કરવી નહીં.

**દુર્ભાગા.** તારે નહીં તેની ચિંતા કશી, જીવ સાથે તું તો મુજને વસી.

**ભુકકુંડ** (પોતાની પ્રાણ પ્યારી કામલતીકાથી ઉત્પન્ન થયેલા મધુસુદન નાગના પૂત્રને દુર્ભાગાનું ઝેર આપવું જેથી પુત્રનું મૃત્યુ થવું જેથી કવિરાજનો વિલાપ પુત્ર.)

## ઓધવજી સંદેશો કહેજો શ્યામને એ રાગ.

મારા લાડકવાયા પુત્ર આ તેં શું કર્યૂં ન ઘટે તુજને કરવો મુને બેહાલજો. મારા.

પુત્ર તારો પ્યાર અહોનિશ મુજને સાંભળે આંખો ઉઘાડી દાખવ મુખ વિશાળજો. મારા.

આતુરતાનો પાર નહીં તારા વિષે, આ વૃદ્ધ પિતાનો શું થશે હેવાલજો. મારા.

તુજ વિણુ ઘર મારૂં શુનું થયું વખતો વખત કોણુ મારી લેશે સંભાળજો. મારા.

મમ હૃદયના વહાલારે મુજ લાડલા, ચહેરો તારો શુદ્ધ મને દેખાડજો. મારા.

અલંકાર ધરીને બાહેર તું ખેલતો, કદી ન લાગ્યો બેટા કેની રાડજો. મારા.

**કવિરાજ.** (પોતાની દુર્ભાગા નામની સ્ત્રીનું આવું નિંદ્ય કર્મ જોઈ તેને ફિટકાર આપી યોગી થવા જંગલમાં ચાલી નીકળે છે)

### ક્ષત્રી કલંક એ રાગ.

મારે જોવું ન ઘટે તારૂ મુખ, સ્ત્રિયા છે ધિક ધિક તુનેરે.

તું તો ટાળવા બેઠી મારૂં સુખ. સ્ત્રિયા.
મારી પુત્રને રચ્યો તેં પ્રપંચ. સ્ત્રિયા.
આવી કયાંથી નિપજી તું વંન. સ્ત્રિયા.
તેં તો લજાવી છે તહારી જાત. સ્ત્રિયા.
નિર્દય દુષ્ટણી તેં કરી ઘાત. સ્ત્રિયા.
જેવું નામ તેવો તારો ગુણુ. સ્ત્રિયા.
તેં તો હરામ કર્યું મારૂં લુણુ. સ્ત્રિયા.
શીદ જન્મી તું જનુની ને પેટ. સ્ત્રિયા.

થઈ નિર્લજ મૂકી નિજ ટેક. ત્રિયા.
કર્યાં તારાં કર્મો ભોગવ તું નાર. ત્રિયા.
હુંતો વનવાશી થાઉં આણીવાર. ત્રિયા.

## ગીતિ.

સમજી લે તું મનવા, આરે જગતમાં નથી કોઇ કેનું;
પુત્ર યુવતી ધન કાયા, મિથ્યા જાણુ તું માત તાત એનું.

# પ્રવેશ બીજો.

**સર્વ યોગીરાજ**—(ગુરૂની સ્તુતિ કરે છે).

## લાવણી.

ધરોને નિત્યે ધ્યાન. ગુરૂકા ધરોને નિત્યે ધ્યાન.
રાગ મોહ મત્સર સબકું કરતા હે હેરાન.
કરતાહે હેરાન સમજ મન કરતાહે હેરાન. રાગ.
સમજી મનમેં આપ સુજાનો ધરો બચન નિજ કાન.
એહી જન્મ નહીં ફીરી મિલેગા કર લો અમૃત પાન.
કર લો અમૃતપાન સમજ મન કરલો અમૃતપાન. રાગ.

(સર્વ યોગી તથા ભુકકુંડ ગાતા ગાતા રસ્તે ચાલ્યા જાય છે.

## રાગ ઝીંઝોટી.

રટલે સીતારામ રામ અબતો જીવ્હામોરી, રટલે.
બાટે બારે કદુ તિખેકા કયું હે તેરા કામ;
મળે મોળે ફીકે તુરેકું માની લે હરાંમ. રામ.
ખટરસ ત્યાગ કરનેકું તેરે કયા બેઠતા હે દામ,
હંસાકી પિછાન કરીકે પામી લે આરામ. રામ.
રંગ રૂપકું જુઠે જાની હો જાવે નિષ્કામ,
મધુરીકું દૂર કરીકે રખલે આપનાં નામ, રામ.

લશ્કરી છરદગ પુરી કરકે કયું ડુબાવે નાગ,
આ અવશાર નહિં ફીરે મીલેગા, શમજુકા હે કામ. રાગ.

## પ્રવેશ ત્રીજો.

**મધુસુદન**—(કામલતાથી ઉત્પન્ન થયેલા કવિરાજના પુત્રનું બોલવું)

**શાર્દૂલવિક્રીડીત.**

કાલે શું દુઃખ આદર્યું પલકમાં, લક્ષ્મી અમારી હરી,
વિધાત્રા ઉલટું લખ્યું કલમથી, એવા વિચારો કરી.
હાહાકાર થયો નહિ વિસરશે, આવી મહા આપદા,
સ્નેહેરે સુત નામ કોણુ વદશે, ધા, એન રૂઝે કદા.

---

**કામલતિકા**—હમકું છાંડ ચલે બન માધુ એ રાહ. (પોતાના વિચાર ભુવનમાં ગાયછે)

કર્મ તણી ગતિ છેક છે ન્યારી, તરણી તેની કોણુ કળેરે. કર્મ.
રત્ન ગયું અમરંકનું આજે, પાછું હવે તે કેમ મળશેરે.
નાથ ગયારે દુર્ભાગાને પાપે, અમને પ્રિય શું કર્યું આ પલેરે. કર્મ.
આનંદ સિંધુ ઉલટયો તો અમને, શોકનું ઝરણું કેમ ભળ્યુંરે.
સુખને દુઃખ બન્ને સાથે મળ્યાં છે, લેખ વિધીના કેમ ટળેરે કર્મ

**ચંદ્રભાગા** **ધનાશ્રી**

દત્ત વિના ન પમાય, સકલ સુખ દત્ત વિના ન પમાય. ટેક.
વિષનું વૃક્ષ ઉછેરી વલતી, અમૃત કયાંથી પીવાય. સકલ.
ક્રુર હૃદય તો રાખી પોતાનુ, કરૂણામય કેમ થવાય. સકલ.
અંગાર વાવિયે જાતે ખેતીમાં જુરી કયાંથી લણાય. સકલ.
વિયોગ પાડયો પ્રાણુ પતિમાં, કેમ કરી ભેળું થવાય. સકલ.

યોગીરાજ સાથે ભુકકુંડ ગાય છે

## લાવણી.

કોઇ નહિ આપનારે જગતમેં કોઈ નહિં આપના,
સ્નેહ ગાંઠ મત બાંધો મિત્રો કોઇ નહિં આપના. કોઇ.
ધનમાલ એ આદિ ખજાના સબજાનો સ્વપ્ના,
એહી મિથ્યા કે કારન યારો ખુશાલી શીદ કરનાં.
ખુશાલી શીદ કરનાંરે જગતમેં કોઇ નહિં આપનાં સ્નેહ.
રંગ રૂપમેં લુબ્ધ હોય કે, ચોરી શી કરનાં,
જલ પરપોટા જેસા જાની સુખેથી શીવ રટનાં;
સુખેથી શીવ રટનાંરે જગતમેં કોઇ નહિ આપનાં સ્નેહ.
એહી તમાસા નજર દેખકર, નિશદીન બન ચરના;
જન્મ મરનકી ફાંસી કટકે, બ્રહ્મ રૂપ મલના;
બ્રહ્મરૂપ મલનાંરે, જગતમેં કોઈ નહીં આપના. સ્નેહ.

**કામલતિકા**—(કવિતું યોગી સાથે આવી અલેક જગાવું જેથી મુર્ચ્છા પામી સાવધાન થઇ વિલાપ કરે છે.)

### પિયુને તજાવનાર એ રાહ.

દાશી જલદી જો આ અલેખ જગાવે કોણ,
રખે મુજ પ્રાણ પતિ આવ્યારે ખરે. દાશી.

અલેખ જગાવે આવી અચાનક ગુંશાઇ,
બીજાની તાકાત નથી પેસવાને આઇ. દાશી.

અચાનક અંગ ફરકે બેની મારાં આજ,
ખાવું પીવું રૂચે નહિ શું કરૂં હું કાજ. દાશી
નિલમ કંકણ જરીયન સાડી જો પેરૂં હું અંગ,
મોતીમાળ કંઠ હાર સજું સે ઉમંગ. દાશી

સુખ મારૂં આજે સરવે લુટાઈ ગયું,
દુઃખ ઓઘ આવ્યા તો પણ મૃત્યુરે થયું. દાશી.
ધિક્ ધિક હવે જીવનમાં શું સાર.
દુઃખાબ્ધિમાં નાવ પ્રભુ થાજો રે કિરતાર. દાશી.

**કામલતિકા.** જનુની જીવોરે ગોપીચંદની એ રાગ.

ત્રાસદાયક વેણ સાંભળી અંતર ઉડે અંગારજી
પિયુજી મનમાં વિચારીયે આધાર કોને આ નારજી
ભેખ ઉતારી શોક ટાળીયે.
વેરીરે વિધાત્રા શા કારણે અમપર થઈ છે આજજી
કૃત દુર્ભાગાનાં આવી નડયાં, કર્યાં કામ અકાજજી.
ભેખ ઉતારી શોક ટાળીયે.

**કવિરાજ** વેરીરે નથીરે કોઈ કોઇનું, સર્વે કર્મ આધીનજી;
રાગ ભય ને શોક હર્ષ જે, આવે સૌને એક દીનજી.
કામલતિકા શોક છોડીએ.
ખોવે રે જગત ખોટી મામની, એ છે આળ પંપાળજી;
સ્વાર્થ રૂપી આ જગત છે, મિથ્યા શું કરીયે વાલજી;
કામલતિકા શોક છોડીએ.

**કામલતિકા.**

નિર્અપરાધી નારી ત્યાગતાં, લાગે પાપ અપારજી;
સ્ત્રિઓને ત્યાગી કોઇ પુરૂષને, નથી યોગનો અધિકારજી.
ભેખ ઉતારી શોક ટાળીયે.
સ્વયંવરમાં ત્યાગી સર્વને, વરી હું આપ સંઘાતજી;
પૂર્વનો પ્રેમ વિચારીએ, નવ ત્યાગીએ સ્ત્રીની જાતજી.
ભેખ ઉતારી શોક ટાળીએ.

**કવિરાજ.** અસંખ્ય યોગી આગે થઈ ગયા, કોણે કર્યું છે માપજી;
સંક્ષેપે કહું સુણો પ્રેમદા, ભર્તૃહરી ગોપીચંદ છાપજી.
કામલતિકા શોક છોડીએ.
રાગ દ્વેશાદિ ત્યાગી અમે, ગૃહ્યો જ્ઞાન ઉપદેશજી;
વ્યર્થ જગત આ જાણીને, ધર્યો યોગીનો વેષજી.
કામલતિકા શોક છોડીએ.

**કામલતિકા.**
આ શું કહો છો મારા કંથજી, મારી તમથી છે આશજી;
પાર ઉતારો રહી ભુવનમાં, જેથી શોભે આવાશજી.
ભેખ ઉતારી શોક ટાળીયે.
વન નિવાસી થાવા આપને, હોંસ હોય મન નાથજી;
કૃપા કરી આજ્ઞા દીઓ, દાસી આવે આપ સાથજી.
ભેખ ઉતારી શોક ટાળીયે.

**કવિરાજ.** સંગ ન જોઈએ મારે કોઈનો, કરૂં ગુપ્ત નિવાસજી;
અદ્વૈત બ્રહ્મને આદરૂં, રાખી મનમાં હુલ્લાસજી.
કામલતિકા શોક છોડીએ.
તમેરે ચંદ્રા ભાગા બેઉ મળી, ઘરે કરોને નિવાસજી;
હુંરે પતી નથી તમ તણો, નહિ કરો મારી આસજી.
ભિક્ષા આપી રજા દીજીએ.

**કામલતિકા.** ગીતિ.
ખપર ઝોળી દ્યો મુજને, ભિક્ષા માગી કરૂં સ્વામી સેવાય;
અઘોર વન વિકટમાં, જાવા હુથી કેમ દેવાય.

**કવિરાજ** —(ચંદ્રભાગાને કહેછે)

## માલિની છંદ.

નથી નથી પ્રિય કોઈ જગતને જાળ જાણી,
હર હર હર કાન્તા ઈશમાં રાખ વાણી.
નથી નથી પતી તારો માની લે વેણુ મારૂં,
શિવ શિવ શિવ ચર્ણે રાખજે મન તારૂં.

ચંદ્રભાગા. પિયુને તજાવનાર—એ રાહ.

પ્રિય જીવનહાર કંથ વિચારીયે આપ,
હૃદય ભેદે છે બોલ તિક્ષણ અતી. ટેક.
પાતીવ્રત ધર્મ મેં છોડયો ન લગાર,
દીન જાતી અબળાની હું વિચારો આ વાર. પ્રિય.
મુકી તમે મુને જાશો વનમાં હો ત્યાગ,
અંતર મારામાં નહિ થાયરે આરામ. પ્રિય.
રામચંદ્રે સતી સીતાજીને લીધાં સંગ,
વન ઉપવન ફરી સહ્યાં દુઃખો અંગ. પ્રિય.
નથી સુખ જોતું મારે ઘરનું રે પ્રાણેશ,
અર્ધાંગનાછું આપની વિચારો હમેશ. પ્રિય.
તજી તમે મુને જાશો આ બાવાઓ સાથ,
તુરત મારા પ્રાણ ત્યાગ સત્ય માનો નાથ. પ્રિય.

દાસીઓ (કવિરાજને કહે છે.)

## લાવણી.

આપ કફની પહેર કે છાંડ ચલે સબ સોઈ,
કયા હોવે સબનકા હાલ ગતી શી હોય.
પ્રભુ છાંડ સબનકુ આવ જંગલસે જાવે,
હમ જલ્દી મરે બાકે ઝેર મેર કયું નાવે.

ગત કરનાં એસા કામ રાની સમજોઇ,
કયા હોવે સબનકા હાલ ગતી શી હોઈ.
યહ વિદ્યાલયકા અર્ક આ જુલમ હોતે,
પ્રજા પુર તણી આપદશા પંડિતો રોતે.
એ હાલ કરત કયું પ્યાર દાખવી મોહી,
કયા હોવે સબનકા હાલ ગતી શી હોઈ.

**કવિરાજ** (દાસી પ્રત્યે).

## લાવણી.

એહી અલખ તમાસા દેખ વ્યગ્રતા હોઇ,
હમ બસે જંગલ કે બિચ સંગ નહિ કોઇ.
ગૃહબાર ત્રિયાકા સંગ છોડ દીઆ આજુ,
ખુશ રહો મેરા દિલજાન કરો ગૃહ કાજુ.
દિલગીર કરો નાંહી મેરી મોઇ કું રોઇ,
હમ બસે જંગલ કે બિચ સંગ નહિ કોઈ.
જયું ભ્રમર કમલ કે માંય રહ્યા સુખ પાઇ,
સો મુવા સ્નેહ કે પાસ બંધન મેં આઈ.
મેં દેખા નહિ કછુ સાર જગત જાળ જોઇ,
હગ બસે જંગલ કે બિચ સંગ નહિ કોઇ.
સતઈશ જાન કે છાંડ દીયા સબ સોઈ,
છળ કુડ કપટકા ખેલ દુઃખ સબદાઇ.
કો નાંહી આપની નાર આપુ મેને ખોઇ;
હગ બસે જંગલ કે બિચ સગ નહીં કોઈ.

**કામકુંતલા.** (કવિરાજની છોકરી).

સીતાજીના મહીનાનો રાગ.

બાપુ આશુ વદો છો વેણુ, ઘટે નહીં આપને રે.

ક્રૂર હ્રદય ન થાયે બાપ, રડું હું પાપને રે.
નહીં કરીએ દુ:ખીયા દીન, બાપુ વિચારીએ.
દુર્ભાગા અભાગીને કાજ, હમને શાને મારીએ.
કરવો ઘટે છે પિતાજી ખ્યાલ, કુંવારી કયાં જશે.
હરહર દુ:ખ આવ્યું અપાર, ગતી શી મારી થશે.
કામલતા ચંદ્રભાગા નાર, દેખી વેષ આકરો.
મૃત્યુ પામ્યાં મુકીને આશ, નથી મુને આશરો.
દેખી રડવડતી આ બાળ, ખબર કોણ પુછશે.
નિશ્ચે આવ્યો કૂળનો નાશ, મુખેથી ગળી જશે.
રે સ્વામીઆ નાથ, સંભાળી લેજો મુને.
નથી આપ વિના આધાર સંભાળુ હું તુજને.

## માલિની છંદ.

હ્રદય અતિ હુવે શુણી ગોષ્ટી તમારી.
વડીલ સુખદાતા, શું તાકાત મારી.
નથી હજુ મુને દીધી યોગ્ય ધાંમે વિચારો.
હર હર બાપુ કલેશ શાને વધારો.
**મધૂસુદન.** (કવિરાજ પ્રત્યે કહેછે)

## રાગ ભૈરવી.

આ શું કર્યૂં આવાર પિતા મારા આ શું કર્યૂં આ વાર. ટેક.
જનની મ્હારી ચકિત થઇને, પડી પૃથ્વી મોઝાર. પિતા.
શુદ્ધ સાનતો વિસરી ગઇને, શું કરશે આ બાળ. પિતા.
આધાર એકે નથી અમને, કોણ લડાવશે લાડ. પિતા.
જોગી વેષ દેખી આપનો, ચમકે છે હાડો હાડ. પિતા.

**સમાપ્ત.**

# સર્વે પાત્રો.

કલ્યાણ.—(ઈંગ્રેજી રાહ)

સુજ્ઞ સજ્જનો સુણજો તમો, નિતીવાન જ્ઞાતા જાણી વિનવીએ અમો. ટેક.

આજે તમે આવી અગને આપ્યો છે આધાર,
નિત્યે પ્રત્યે આજની માફક કરશો ઉપકાર. સુજ્ઞ.

ભરપૂર આદર મંડળીએ માન્યો છે આભાર,
પોતાના ગણીને આપ પધાર્યાં નિર્ધાર. સુજ્ઞ.

ભૂલ ચૂક હોય તે માફી કરશો સભા જન,
સેવક જાણી સર્વે ભાઈઓ કહેશે હેત વચન. સુજ્ઞ.

સત્ય સુબોધ વિનવે કરી અતિ આદરમાન.
અલ્પ બુદ્ધિ મારી માટે માફી કરો વિદ્વાન. સુજ્ઞ.

દ્રષ્ટી ગોચર જોતાં જે કાંઇ અપૂર્ણતા હોય,
પૂર્ણ કરવા ભાઇઓ મારા બતાવશો સોય. સુજ્ઞ.

તન મન ધન પ્રિતી દાખવી રાખશો વહાલ,
ખેલ પૂર્ણ થયો હવે રજા લે આ બાળ. સુજ્ઞ.

સુકલ વટકે નરભેરામ પુરૂષોતમ છે નામ,
શ્રોતા જનની પ્રિતીને દેખી પામ્યો છું આરામ. સુજ્ઞ.



## જાહેર ખબર.

આ ચોપડી ધ્રાંગધ્રામાં રા. માસ્તર જીવણલાલ ન-શુભાઇને ત્યાંથી તથા હળવદમાં દવે મંગળજી અંદરજી પાસેથી તથા સત્યસુબોધ નાટક મંડળીનો જ્યાં મુકામ હોય ત્યાંથી રોકડી કિંમતે મળશે.

નરભેરામ પુરૂષોત્તમ.
મનેજર.

લી. કલ્યાણજી.